# ગઝલમાં કાફિયાનું પ્રયોજન : સરળ સામાન્ય સમજ

(ઉદય શાહ)

છંદ ઉપરાંત કાફિયા પણ ગઝલનું અનિવાર્ય અંગ છે. રદીફ (અનુપ્રાસ) વગર પણ ગઝલ રચી શકાય છે પરંતુ કાફિયા (પ્રાસ) વગર ગઝલ શક્ય નથી. ગઝલના મતલાની બંને પંક્તિમાં તથા મતલા સિવાયના બાકીના શેરોમાં ફક્ત બીજી પંક્તિમાં રદીફ અને કાફિયા નિભાવવા જરૂરી છે. રદીફનું સ્થાન પંક્તિના અંતે હોય છે અને કાફિયાનું સ્થાન રદીફ પહેલાં હોય છે. રદીફ વગરની ગઝલોમાં કાફિયાનું સ્થાન પંક્તિના અંતે હોય છે. અહીં ગુજરાતી-હિન્દી જેવી ભાષાની લિપિને અનુરૂપ એક અલગ પદ્ધતિથી ગઝલમાં કાફિયાના પ્રયોજન અંગે સરળ સમજ આપવાનો પ્રત્યન કરી રહ્યો છું.

સમાન ઉચ્ચારાંતવાળા શબ્દોને ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. શબ્દોમાં ઉચ્ચારાંતની સમાનતા શબ્દોમાં પ્રયુક્ત સ્વર પર આધારિત છે. સમાન ઉચ્ચારાંતવાળા શબ્દોમાં કોઈ એક અક્ષરના સ્વરથી શરૂ કરીને શબ્દોના અંત સુધીનો ભાગ સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખો હોવાથી એ શબ્દોને ગઝલમાં પ્રયુક્ત છંદને ધ્યાનમાં રાખીને કાફિયા તરીકે પ્રયોજી શકાય છે.

કાફિયાના શબ્દોમાં જે અક્ષરના સ્વર પછીનો ભાગ સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખો હોય છે એ અક્ષરને આપણે મુખ્ય અક્ષર કહીશું. કાફિયામાં મુખ્ય અક્ષર પછીનો ભાગ સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખો હોવાથી કાફિયામાં મુખ્ય અક્ષરનો ક્રમ શબ્દાંતથી એકસરખો જ હોય છે. કાફિયામાં મુખ્ય અક્ષરનો સ્વર એકસરખો જ રહે છે પરંતુ મુખ્ય અક્ષરનો વ્યંજન અલગ-અલગ હોય શકે છે અને સમાન પણ હોય શકે છે. મતલામાં બે કાફિયા પ્રયુક્ત થતાં હોવાથી બંને કાફિયામાં મુખ્ય અક્ષરના વ્યંજન અલગ-અલગ હોવા જરૂરી છે. કાફિયામાં મુખ્ય અક્ષર તરીકે સ્વરયુક્ત વ્યંજન પણ હોય શકે છે અને ફક્ત સ્વર પણ હોય શકે છે. કાફિયામાં મુખ્ય અક્ષર પહેલાંના અક્ષરો દ્વારા ફક્ત ગઝલનો છંદ જ સચવાવો જોઈએ; કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા માટે મુખ્ય અક્ષર પહેલાંના અક્ષરોનું કોઈ જ મહત્વ નથી. ઘણીવાર કાફિયાનો પહેલો અક્ષર જ મુખ્ય અક્ષર હોય એવું પણ બને છે. કાફિયામાંથી મુખ્ય અક્ષરનો સ્વર અને મુખ્ય અક્ષરના સ્વર પછીનો એકસરખો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયામાં પ્રયુક્ત શબ્દો અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે. ઉદાહરણ તરીકે બે કાફિયા ગઝલ (ગ્+અ+ઝ્+અ+લ્) અને અસલ (અ+સ્+અ+લ્) બંને શબ્દોમાં અંત્ય 'લ' એકસરખો છે (લેખિત સ્વરૂપમાં અંત્ય 'લ' સ્વરયુક્ત છે પરંતુ ઉચ્ચારમાં હલન્ત છે)

તથા એ પહેલા પ્રયુક્ત મુખ્ય અક્ષર 'ઝ' અને 'સ'નો સ્વર 'અ' એકસરખો જ છે તથા બંનેનો ક્રમ શબ્દાંતથી બીજો જ છે. હવે બંને કાફિયામાંથી મુખ્ય અક્ષરનો એકસરખો સ્વર 'અ' અને ત્યાર પછીનો એકસરખો ભાગ 'લ' કાઢી નાખવામાં આવે તો બંને કાફિયામાં અનુક્રમે 'ગઝ્' અને 'અસ્' બચે છે જે અર્થહીન છે.

આપણે જોયું કે કાફિયામાં મુખ્ય અક્ષરના સ્વર પછીનો ભાગ સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખો જ હોય છે. કાફિયામાં મુખ્ય અક્ષર પછીના એકસરખા ભાગમાં અક્ષરોની સંખ્યા એકથી વધુ હોઈ શકે છે. કાફિયાની ચુસ્તતા માટે મુખ્ય અક્ષર પછી ઓછામાં ઓછો એક અક્ષર એકસરખો હોવો જોઈએ. અહીં આપણે મુખ્ય અક્ષર પછીનો પહેલો એકસરખો અક્ષર કઈ-કઈ રીતે હોય શકે એનો અભ્યાસ કરીશું અને એનાં આધારે ગઝલમાં કાફિયાનું પ્રયોજન સમજવાનો પ્રયત્ન કરીશું. આ માટે અમૃત 'ઘાયલ'ના સમગ્રસંગ્રહ 'આઠોં જામ ખુમારી'માંથી ગઝલસંગ્રહ 'ઝાંય'ની કેટલીક ગઝલો પસંદ કરી છે કારણ કે મારા અભ્યાસ મુજબ કાફિયામાં મુખ્ય અક્ષર પછીનો પહેલો એકસરખો અક્ષર જેટલા પ્રકારે આવી શકે છે એ બધા જ પ્રકારના કાફિયાના પ્રયોજનવાળી ગઝલો મને 'ઝાંય'માંથી મળી છે. પસંદ કરેલ બધી જ ગઝલોના મતલા પ્રસ્તુત કરીને એના બંને કાફિયાનું બંધારણ પ્રસ્તુત કર્યું છે અને ત્યારબાદ જે તે ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયાની યાદી પ્રસ્તુત કરી છે.

ગઝલમાં કાફિયાના બંધારણમાં મુખ્ય અક્ષર પછીનો પહેલો એકસરખો અક્ષર નીચે મુજબ પ્રથમ ચાર પ્રકારે આવી શકે છે. પાંચમો પ્રકાર 'ફક્ત સ્વરાંત કાફિયા' હોવાથી આ પ્રકારના કાફિયામાં મુખ્ય અક્ષરનો ક્રમ છેલ્લો જ હોય છે એટલે કે 'ફક્ત સ્વરાંત કાફિયા'માં મુખ્ય અક્ષર પછી કોઈ સ્વર કે વ્યંજન હોતાં નથી.

| પ્રકાર | મુખ્ય અક્ષર પછીનો અક્ષર |
|---|---|
| ૧ | હલન્ત ઉચ્ચારવાળો વ્યંજન |
| ૨ | સ્વર |
| ૩ | સ્વરયુક્ત વ્યંજન |
| ૪ | જોડાક્ષર સાથેનો સ્વરયુક્ત વ્યંજન |
| ૫ | ફક્ત સ્વરાંત કાફિયા |

હવે કાફિયાના ઉપરોક્ત પાંચેય પ્રકારના ઉદાહરણો પ્રસ્તુત છે. કાફિયાનું બંધારણ સમજવા માટે કાફિયાના શબ્દોને ત્રણ ભાગમાં વહેંચ્યા છે. મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ કે જેનું કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા માટે કોઈ જ મહત્વ નથી તથા મુખ્ય અક્ષર કે જેનાં દરેક કાફિયામાં

સ્વર એકસરખાં હોય છે પરંતુ વ્યંજન જુદા-જુદા પણ હોય શકે છે અને એકસરખાં પણ હોય શકે છે (મતલાના બંને કાફિયામાં મુખ્ય અક્ષરના વ્યંજનો જુદા-જુદા જ હોય છે.) તથા મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ કે જે ગઝલના દરેક કાફિયામાં સ્વર અને વ્યંજનના ક્રમ સહિત એકસરખો જ હોય છે. દરેક ઉદાહરણોમાં દરેક કાફિયાનો મુખ્ય અક્ષર રેખાંકિત કરીને દર્શાવ્યો છે.

## ૧ – મુખ્ય અક્ષર પછી હલન્ત ઉચ્ચારવાળો વ્યંજન

(૧)
સહુને ગમી ગઈ હતી એવી અસલ હતી
નાજુક હતી પરંતુ ગજબની ગઝલ હતી
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| અસલ | અ | સ્+અ | લ |
| ગઝલ | ગ | ઝ્+અ | લ |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
સરલ, તરલ, વિરલ, સજલ, ગરલ, ફસલ.

(૨)
અમને કહ્યું નજરનું કરતાં ય આવડે છે
જીવતાં ય આવડે છે મરતાં ય આવડે છે
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| કરતાં | * | ક્+અ | રતાં |
| મરતાં | * | મ્+અ | રતાં |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
ભરતાં, સરતાં, ફરતાં, ખરતાં, તરતાં, ઠરતાં.

મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લગાત્મક સ્વરૂપ : ગા

'અસલ' અને 'ગઝલ'માં અંત્યાક્ષર 'લ' તથા 'કરતાં' અને 'મરતાં'માં છેલ્લેથી બીજો અક્ષર 'ર' હલન્ત સ્વરૂપે લખતા નથી પરંતુ એનાં ઉચ્ચાર હલન્ત જ રહે છે.

## ૨ - મુખ્ય અક્ષર પછી સ્વર

(૧)
એ શું કે ટીપું ગમનું યે ટોઈ શકાય ના
રોવાનું હોય મન છતાં રોઈ શકાય ના
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| <u>ટો</u>ઈ | * | ટ્+ઓ | ઈ |
| <u>રો</u>ઈ | * | ર્+ઓ | ઈ |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
<u>જો</u>ઈ, <u>પ્રો</u>ઈ, <u>હો</u>ઈ, <u>લો</u>ઈ, <u>ખો</u>ઈ, <u>ધો</u>ઈ.

(૨)
ઘા નાખીએ તો નાખીએ ક્યાં બેવફાઈની
ચોકી ચબૂતરે ય છે એના સિપાઈની
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| બેવ<u>ફા</u>ઈ | બેવ | ફ્+આ | ઈ |
| સિ<u>પા</u>ઈ | સિ | પ્+આ | ઈ |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
સ<u>ગા</u>ઈ, જોગ<u>વા</u>ઈ, ત<u>વા</u>ઈ, જુ<u>દા</u>ઈ, ન<u>વા</u>ઈ, સ<u>રા</u>ઈ.

મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લગાત્મક સ્વરૂપ : ગાગા અથવા લગા

ઉપરોક્ત પ્રકારમાં કઈ, ગઈ, જઈ, થઈ વગેરે જેવા કાફિયા પ્રયોજવાથી મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લાગત્મક સ્વરૂપ ‘લગા’ થાય છે.

## ૩ - મુખ્ય અક્ષર પછી સ્વરયુક્ત વ્યંજન

(૧)

યાદ જ્યારે આવું છું ઘૂંટ બે ભરી લઉં છું
ઘૂંટ બે ભરી લઉં છું છૂટથી ફરી લઉં છું
- અમૃત ‘ઘાયલ’

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| ભરી | * | ભ્+અ | રી |
| ફરી | * | ફ્+અ | રી |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
કરી, મરી, સ્મરી, ડરી, ઊતરી, ચીતરી, ખોતરી, કોતરી.

(૨)

આપણું કોઈ લિયે નામ તો ખોટું શું છે
કોઈનું એમ પતે કામ તો ખોટું શું છે
- અમૃત ‘ઘાયલ’

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| નામ | * | ન્+આ | મ |
| કામ | * | ક્+આ | મ |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
આરામ, ધામ, જામ, હામ, કામ, ગામ.

(3)

મિલનસાર દાના જવલ્લે મળે છે
મનુષ્યો મજાના જવલ્લે મળે છે
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| દાના | * | દ્+આ | ના |
| મજાના | મ | જ્+આ | ના |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-

તરાના, પુરાના, ફસાના, બહાનાં, ખજાના, જમાના, દીવાના.

('બહાનાં' શબ્દ જેવી અનુનાસિક અનુસ્વારની છૂટ કોઈકવાર જોવા મળી આવે છે.)

(૪)

પ્રણય પંથે જરા આગળ જતાં આગળ જવાની થઈ
પછી જે કંઈ અમારી થઈ ફજેતી બહુ મજાની થઈ
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| જવાની | જ | વ્+આ | ની |
| મજાની | મ | જ્+આ | ની |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-

દિશાની, જવાની, નિશાની, હવાની, બધાની, છાની, કાફિયાની.

મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લગાત્મક સ્વરૂપ : લગા અથવા ગાલ અથવા ગાગા

## ૪ - મુખ્ય અક્ષર પછી જોડાક્ષર સાથેનો સ્વરયુક્ત વ્યંજન

(૧)
એવી જ છે ઈચ્છા તો મેં આ ઘૂંટ ભર્યો લે
છોડ્યો જ હતો કિન્તુ ફરી મીઠો કર્યો લે
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| ભર્યો | * | ભ્+અ | ર્યો |
| કર્યો | * | ક્+અ | ર્યો |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
ઠર્યો, સર્યો, ફર્યો, ધર્યો, તર્યો, મર્યો.

(૨)
દરવાજો ઊઘડ્યો જ નથી એમ પણ નથી
ને ઊઘડી ખડ્યો જ નથી એમ પણ નથી
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| ઊઘડ્યો | ઊ | ઘ્+અ | ડ્યો |
| ખડ્યો | * | ખ્+અ | ડ્યો |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
ઊપડ્યો, નડ્યો, અડ્યો, જડ્યો, રડ્યો, પડ્યો, ચડ્યો.

મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લગાત્મક સ્વરૂપ : લગા અથવા ગાગા અથવા ગાલ

ઉપરોક્ત પ્રકારમાં આવ્યા, ચાવ્યા, ફાવ્યા, લાવ્યા વગેરે જેવા કાફિયા પ્રયોજવાથી મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લાગત્મક સ્વરૂપ 'ગાગા' થાય છે તથા ગમ્ય,

રમ્ય, ક્ષમ્ય વગેરે જેવા કાફિયા પ્રયોજવાથી મુખ્ય અક્ષર અને એના પછીના પહેલા અક્ષરનું સંયુક્ત લાગત્મક સ્વરૂપ 'ગાલ' થાય છે.

## ૫ - ફક્ત સ્વરાંત કાફિયા

(૧)
આ માઠી દશા સારી દશા હોઈ શકે છે
દુઃખ આપણું યે દુઃખની દવા હોઈ શકે છે
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| દ<u>શા</u> | દ | શ્+આ | * |
| દ<u>વા</u> | દ | વ્+આ | * |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
મ<u>જા</u>, ઘ<u>ટા</u>, ક<u>ળા</u>, વિ<u>ના</u>, વ્ય<u>થા</u>, શિ<u>ખા</u>, સુ<u>ધા</u>, તૃ<u>ષા</u>, હિ<u>ના</u>, ક<u>થા</u>.

(૨)
આ કાળને ય શક્ય છે ઓળંગી જાઉં હું
મરવા પડ્યો છું તેમ છતાં જીવી જાઉં હું
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| ઓળં<u>ગી</u> | ઓળં | ગ્+ઈ | * |
| જી<u>વી</u> | જી | વ્+ઈ | * |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
સમ<u>જી</u>, ખૂ<u>લી</u>, થી<u>જી</u>, <u>પી</u>, ભૂ<u>લી</u>, ઊ<u>ઘી</u>.

ફક્ત અકારાંત કે ફક્ત અનુનાસિક અનુસ્વરાંત સમાનતા ધરાવતા શબ્દો કાફિયા તરીકે પ્રયોજી શકાતા નથી. 'ચાલ' અને 'નામ' બંને અકારાંત શબ્દો હોવા છતાં એનાં ઉચ્ચારાંતમાં

સમાનતાનો અનુભવ થતો નથી. એ જ રીતે 'ગયાં' અને 'જવું' બંને અનુનાસિક અનુસ્વરાંત શબ્દો હોવા છતાં એનાં ઉચ્ચારાંતમાં પણ સમાનતાનો અનુભવ થતો નથી. કાફિયાના ઉપર જણાવેલ પાંચ પ્રકારો પૈકી પહેલા ચાર પ્રકારોના પ્રમાણમાં પાંચમા પ્રકારના ફક્ત સ્વરાંત કાફિયા શિથિલ થઈ જાય છે. કાફિયાની ચુસ્તતા માટે ફક્ત સ્વરાંત કાફિયાનો પ્રયોગ ટાળવો જોઈએ.

'મુખ્ય અક્ષર પછી હલન્ત ઉચ્ચારવાળો વ્યંજન' અને 'મુખ્ય અક્ષર પછી જોડાક્ષર સાથેનો સ્વરયુક્ત વ્યંજન' એ બંને પ્રકારોમાં કાફિયાના શબ્દો ઉચ્ચારણની દ્રષ્ટીએ એકસરખાં જ હોય છે; ફક્ત લેખિત સ્વરૂપમાં જુદા દેખાય છે. પહેલા પ્રકારના કાફિયાના શબ્દોમાં વ્યંજનનો ઉચ્ચાર હલન્ત હોવા છતાં લેખિત સ્વરૂપમાં 'અ' સ્વરયુક્ત લખાય છે જ્યારે બીજા પ્રકારના કાફિયાના શબ્દોમાં હલન્ત ઉચ્ચારવાળા વ્યંજનને (જોડાક્ષરને) ત્યાર પછીના સ્વરયુક્ત વ્યંજન સાથે જોડીને લખાય છે. આ બંને પ્રકારોના કાફિયાનો એક જ ગઝલમાં પ્રયોગ થયો હોય એવું એક ઉદાહરણ પ્રસ્તુત છે.

નથી હોતી બધાના ભાગ્યમાં મસ્તી નથી હોતી
તમે માનો છો મસ્તી એટલે સસ્તી નથી હોતી
- અમૃત 'ઘાયલ'

| મતલા અને બે શેરમાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| મસ્તી | * | મ્+અ | સ્તી |
| સસ્તી | * | સ્+અ | સ્તી |
| હસતી | * | હ્+અ | સતી |
| વસતી | * | વ્+અ | સતી |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
ધસતી, ધસતી, જબરદસ્તી, કસતી.

કાફિયામાં મુખ્ય અક્ષર તરીકે સ્વરયુક્ત વ્યંજન પણ હોય શકે છે અને ફક્ત સ્વર પણ હોય શકે છે. મુખ્ય અક્ષર તરીકે સ્વરયુક્ત વ્યંજન ઉપરાંત ફક્ત સ્વર પણ હોય એવા બે ઉદાહરણો પ્રસ્તુત છે.

(૧)

એ ઘડી પણ એક વખત આવી હતી
સુખની મારા હાથમાં ચાવી હતી
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| આવી | * | આ | વી |
| ચાવી | * | ચ્+આ | વી |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
સમજાવી, ખાવી, લાવી, બિરદાવી, ગાવી.

(૨)

આ નિત્યના ઉચાટમાં જીવનની આશ ક્યાં
જેને નિહાળી આંખ ઠરે એ પ્રકાશ ક્યાં
- અમૃત 'ઘાયલ'

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| આશ | * | આ | શ |
| પ્રકાશ | પ્ર | ક્+આ | શ |

ગઝલમાં પ્રયુક્ત અન્ય કાફિયા :-
તલાશ, હાશ, રતાશ, કુમાશ, કચાશ, લાશ, ગુંજાશ.

ગઝલના મતલાના બંને કાફિયામાં મુખ્ય અક્ષરનો ક્રમ શબ્દાંતથી જે ક્રમે હોય એ ક્રમ તથા મુખ્ય અક્ષર પછીના સ્વર અને વ્યંજનોના ક્રમ સહિતનો એકસરખો ભાગ ગઝલના અન્ય શેરોમાં પણ જાળવવાનો હોય છે. ગઝલના મતલામાં બે પૈકી એક કાફિયો 'સિતારોમાં' આવતો હોય તો મતલામાં બીજો કાફિયો નીચે મુજબ ચાર પ્રકારે લઈ શકાય.

(૧)

સિતારોમાં – ચિતારોમાં (મુખ્ય અક્ષર = શબ્દાંતથી ચોથો અક્ષર)

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| સિતારોમાં | * | સ્+ઇ | તારોમાં |
| ચિતારોમાં | * | ચ્+ઇ | તારોમાં |

(૨)

સિતારોમાં – વિચારોમાં (મુખ્ય અક્ષર = શબ્દાંતથી ત્રીજો અક્ષર)

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| સિતારોમાં | સિ | ત્+આ | રોમાં |
| વિચારોમાં | વિ | ચ્+આ | રોમાં |

(3)

સિતારોમાં – વિસામોમાં (મુખ્ય અક્ષર = શબ્દાંતથી બીજો અક્ષર)

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| સિતારોમાં | સિતા | ર્+ઓ | માં |
| વિસામોમાં | વિસા | મ્+ઓ | માં |

(૪)

સિતારોમાં – મોજાં (મુખ્ય અક્ષર = છેલ્લો અક્ષર)

| મતલામાં પ્રયુક્ત કાફિયા | મુખ્ય અક્ષર પહેલાંનો ભાગ | મુખ્ય અક્ષર (વ્યંજન+સ્વર) | મુખ્ય અક્ષર પછીનો એકસરખો ભાગ |
|---|---|---|---|
| સિતારોમાં | સિતારો | મ્+આં | * |
| મોજાં | મો | જ્+આં | * |

ઉપરોક્ત ચારેય પ્રકારોનો અભ્યાસ કરવાથી જણાશે કે ક્રમાનુસાર દરેક પ્રકારમાં કાફિયાની ચુસ્તતા ઓછી થતી જાય છે. પહેલા પ્રકારમાં ચાર અક્ષરના બંને કાફિયામાં પહેલો અક્ષર (શબ્દાંતથી ચોથો અક્ષર) જ મુખ્ય અક્ષર છે. બીજા, ત્રીજા અને ચોથા પ્રકારમાં મુખ્ય અક્ષરનો ક્રમ અનુક્રમે જેમ-જેમ શબ્દાંતની નજીક આવતો જાય છે તેમ-તેમ મુખ્ય અક્ષર પહેલાંના

અક્ષરોનું કાફિયામાં ઉચ્ચારાંતની સમાનતા માટેનું મહત્વ નાબૂદ થતું જાય છે અને કાફિયાની ચુસ્તતા ઓછી થતી જાય છે. ગઝલના મતલામાં કાફિયાની ઉપરોક્ત ચાર પ્રકાર પૈકી જે વ્યવસ્થા સ્વીકારવામાં આવી હોય એ વ્યવસ્થા જેટલી ચુસ્તતા અન્ય બધા જ શેરોમાં જાળવવી પડે છે. ગઝલના મતલામાં કાફિયાની જેટલી ચુસ્તતા સ્વીકારી હોય એ ચુસ્તતા ગઝલના અન્ય શેરોના કાફિયામાં ઓછી થવી ન જોઈએ.

| ગઝલના મતલામાં સ્વીકારેલ કાફિયાની વ્યવસ્થાના પ્રકાર | મતલાના આધારે ગઝલના અન્ય શેરોમાં પ્રયોજી શકાય એવા કાફિયાની વ્યવસ્થાના પ્રકાર |
|---|---|
| ૧ | ૧ |
| ૨ | ૨, ૧ |
| ૩ | ૩, ૨, ૧ |
| ૪ | ૪, ૩, ૨, ૧ |

ગઝલના મતલામાં જેટલાં ચુસ્ત કાફિયા પ્રયોજ્યા હોય એટલાં જ અથવા એનાથી વધુ ચુસ્ત કાફિયા ગઝલના અન્ય શેરોમાં પ્રયોજી શકાય પરંતુ મતલાના કાફિયાથી ઓછાં ચુસ્ત કાફિયા ગઝલના અન્ય શેરોમાં પ્રયોજી શકાય નહીં.

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**
**Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**